કથા ૨૭

# કાળગમન કથાઓ.

નીચલી બે રસીલી વાર્તાઓ સમાવેલી છે.

નેટનું સાહસ,

નવીનનો પાસો.

સુરત "આદાબક્ષ" પ્રેસમાં

એમ, જે. ખોંટવાલાએ છાપી પ્રસિદ્ધ કીધી.

(સને ૧૮૯૩)

કિંમત એક આનો.

૫૨૪૧

# કાળગમન કથાઓ.

## નેડનું સાહસ.

વાલપ્રેઝો એ પાસીફીક કીનારાપર એક ઘણુંજ સરસ શેહેર છે. ચીલીના લોકો ઘણાંજ સાહસીક હોય છે અને પ્રજા સતાક રાજ ઘણું ચાહે છે. તોપણ કેટલાક સાધારણ લોકો ખારીલા સ્વભાવના છે જ્યારે થોડાક પરદેશીઓ માયાળુ સ્વભાવના છે. પણ ચીલીની ભુરી આંખવાળી કુમારીકા સાથે ઉલટીજ વાત છે અને યાંકીના ખલાશીઓ ત્યાં જવા ઘણું ચાહે છે. અને પોતાનો વખત ખુશીમા ગુજારે છે.

નેડ વીલ્સટન એક વહાણુપરથી કીનારે ઉતર્યો, કે જે વહાણનો દક્ષિણ પાસીફીકપર તોફાન લાગવાથી ઉપલો ડોલ ભાંગી ગયો હતો તેને સમુ કરવાને માટે અઠવાડીઆનો વખત લાગવાનો હતો, અને નેડ વીશવાસુ માણસ હોવાથી તેને કીનારે જવાની રજા મલી. નેડને દારૂ પીવાની ટેવ હતી નહીં એટલે એ પોતીકો ઘણો ખરો વખત પહાડની ટેકરી ઉપર ફરવામાં અને સુંદર કુમારીકાને જોવામાં ગુજારતો.

એક દિવસે તે શેહેરની ઉત્તરે દસ માઇલને છેટે કોઇ ચીજની શોધમાં જતો હતો જયારે કોઇ તકરાર કરતા હોય એવો અવાજ તેને સંભલાયો અને પછી મદદને માટે કોઇ સ્ત્રીની ચીસ તેને પ્રગટ સંભલાઇ. ઝાડીઓમાંથી બહાર પડી તે ખુલ્લી જગ્યાએ આવ્યો જ્યાં તેને એક ઘણીજ ખુબસુરત છોડીને જોઈ, કે જેને વાલપ્રેઝોની નાચ પાર્ટીમાં તેને આગલ દીઠી હતી, તેની સાથે એક કાલા મોંનો ચીલીઅન કે જે કંઇ એવો જોરાવર નોહતો તેને લડતાં દીઠો.

"એ ભલા માણુસ" નેડે આગળ જઇ કહ્યું "મુંગો-મુંગો છોડી દે, નહીં તો કંઈ ભારી પડી જશે."

"તારી શાખામણ તુંને નહિં ભારી પડી જાય" તે જંગલી ચીલીઅને ડોળા કકડાવી જવાબ આપ્યો "મારૂં કહ્યું માનેતો—એક દોસ્તીના હક તરીકે કહુંચ કે, જે કામે જતો હોય ત્યાં મુંગે મોહડે રસ્તે લાગ. મેન્યુઅલ ગોડેનાની સાથ ખટપટમાં પડી આજ સુધી કોઇ સુખી થયું નથી."

"જો આ જવાન છોડી મને છોડી જવા કહે તો" નેડ શાંત થઈ કહ્યું "હું અત્તર ઘડી ચાલી જાઉં."

"નહિં. નહિં, !" તે છોડીએ બુમ પાડી "મને આ માણુસ આગળ એકલી છોડી જશો ના."

"ઠીક" નેડ કહ્યું "જોયું મેન્યુઅલગોડેના, તે છોડી મને છોડી જવા ના કહેચ, અને હવે ત્યારે હું તને છોડ્યા વના રહેનાર નથી"

તે જંગલી ચીલીઅને એક છરી કાહડી, અને નેડ સામે ઉગામી. નેડ તેના હાથમાંથી છટકાવી નાંખી, અને તેની જીંદગીમાં નહિં ખાધી હોય એવી એક સજ્જડ મુક્કી તેના મજખમાં મારી.

આખરે તે ચીલીઅન નાહસી ગયો.

"સાંભળ, ઓ અમેરીકન," તેને જતાં જતાં કહ્યું "હું સોગંદ ખાઇ કહુંચ કે તારાપર મારૂં વેર લીધા વના હું નીરાંતે ઉંઘીસ નહીં."

નેડ તેની કાંઈ દરકાર કીધી નહિં અને તે છોડી જે અત્યાર સુધી બીહતી હતી તેને દીલાસો આપ્યો.

"આ જગ્યાએથી તમને સહીસલામત મને વલાવવા દો. તમે ભાગ્યેજ ત્યાંથી સલામત જઇ શકશો" નેડ કહ્યું.

"હું તમારો ઉપકાર માનુંછ સાહેબ, પેલો ચંડાલ મારો પીતરાઈ થાય છે, અને આજે સહવારે મારા બાપને ઘેર વલાવવા તે મારી સાથે આવ્યો, પણ જ્યારે અમે આ એકાંત જગ્યાએ આવી પહોંચ્યા, ત્યારે તેને મને પકડી અને તેની સાથે પરણવાનું વચન ન આપું ત્યાં સુધી મને પકડી રાખી માર મારવાનો વીચાર કીધો હતો."

"તે એક દેશી ચાંચ્યો છે" નેડ કહ્યું "અને જો કાંઈ વધતું થતે તો આપણો ખાટખી ઘડી નાખતે."

"હું કાંઈ તે સમજી શકતી નથી" તે છોડીએ આનંદદાયક હસી કહ્યું "પણ મારા બાપને ઘેર નહિં આવો ત્યાં સુધી હું તમારી કરજદાર છું."

"હું તદન તમારી નોકરીમાં હાજરછું" નેડે બહાદુરીથી કહ્યું "પણ કયે રસ્તે તમે જવા માંગોછો તે હું જાણુતો નથી."

"આએજ રસ્તે સાહેબ."

તે ભપકાદાર ખલાસીના મરદાનગી ચેહરાપર ઘડીભર એક આંખનો પલકારો મારી તે જંગલ જેવા રસ્તામાં તેણી ચોંકી. તે પલકારોજ દેખાડતો હતો કે જ્યાંબી જશે ત્યાં તેની સાથે તેણી સલામત રેહશે. એક કલાકની મુસાફ્રી પછી તેઓ શેહેરમાં દાખલ થયા અને ત્યાંથી તેઓને વાડીઓથી ઘેરાયલા એક સુંદર બંગલા આગળ કેટલાક ઢોરો પણ ચરતાં દેખાયાં.

"આજ અમારૂં ઘર, બ્હાદુર અમેરીકન" તેણીએ સામેના બંગલા તરફ આંગલી દેખાડી કહ્યું "એ ઘરમાં તમે આવો અને મારા બાપને તમારો ઉપકાર માનવા દેવો."

"એક કામ જે બજાવવાને મનુષ્ય જાત ના ન પાડે તેવું મેં બજાવ્યું છે તો તેમાં ઉપકારની હું કશી અગત જોતો નથી, મને તમારૂં નામ કેહશો? મારૂં નામ નેડ વીલટન છે, અને બીગ વેસ્પર (સ્ટીમર) ઉપર હું ખવાસી છું."

"અને મારૂં નામ 'આઇસોલા મેન્ડાઝ' છે, જો હું ભુલતી ન હોઉં તો ગયે અઠવાડયે વાલપ્રેઝોની નાચ પારટીમાં આપણે મલ્યાં હતાં."

તેઓ તે ભપકાદાર બંગલામાં દાખલ થયાં, અને તેણીનાં બાપ મેન્ડાઝને મલ્યાં. તે બુઢ્ઢા મેન્ડાઝે તેણીની વાત સાંભલી તે જુવાન નેડે તેણીની જે સેવા બજાવી હતી તેનો મીઠા બોલોમાં આભાર માન્યો, પણ નેડે અટકાવ્યો.

"એક નજીવી સેવાનો આટલો બધો આભાર માની તમે મને નાહક સરમાવોછો" નેડે કહ્યું "હવે બસ કરો."

"હું એ શેવાનો કોઇ બીજી રીતે ઉપકાર વાલવા માગુંછું, જુવાન માણસ" તેણીના બુઢ્ઢા બાપે કહ્યું. "જો તમને કંઇ અગતનું કામકાજ ન હોય તો એક અઠવાડયું અમારે ત્યાં રેહવું પડશે, અને તે વખતમાં હું તમને ખુલાસો કરીશ."

"મને આ કીનારાપર ફક્ત એક અઠવાડયાનીજ રજા છે" નેડે કહ્યું "અને પછી મારે ઉપડવું છે. હુ તમારૂં નોતરૂં ઘણા આભાર સાથે કબુલ રાખુછું."

ત્રણ ચાર દિવસ ઘણા હસી ખુસીમાં પસાર થયા, અને તે બાપ બેટી આ જુવાન નવા પરોણાને ખુશી રાખવાને પોતાથી બનતું કરતા હતા. આઇસોલાનો તે એક સરસ સાથી હતો, અને હવે તે બંગલો છોડી જવાનો વખત નજદીક આવતો ગયો તેમ તે દીલગીર થતો ગયો. સાતમે દહાડે તેઓ બેઉ ફુટપાથપર સાથે સવાર થઈ ફરવા ગયાં અને એતો ખુલ્લું જણાતું હતું કે તેઓ બંન્ને એકમેકને ચાહતાં હતાં. જેવા તેઓ મેદાન આગલ થોડી મીનીટ અટકયાં કે એક દજન ઘોડેસ્વારે, એ તેમને ઘેરી લીધાં. નેડ તેઓ સામે બહાદુરીથી લડયો, અને તેઓમાંના એકાદ બેને તો ગોલીથી ઠાર કીધા જ્યારે બાકીના થોડાકને ઘાયલ કીધા પછી તે હારી ગયો અને આ પહાડી સવારોના સરદાર તરીકે પેલાજ મેન્યુલ ગોડેનાને હવે તેને ઓલખ્યો.

"મેં તને નહિં કહ્યું'તુ કે મારૂં વેર લેવા વના હું કદી શાંત બેસીશ નહિં, ઓ દુષ્ટ અમેરીકન" તે ફુંફારા મારતો બોલ્યો, અને અત્યાર સુધી તે નેડનેજ તાકી રહેગો હતો તે આઇસોલાને હવે પકડવાના વિચારથી પાછલ ફરી બોલ્યો—"હવે આઇસોલા—"

પણ તે છોડીએ તો લુટારાઓની વચમાંથી એકાએક એવી તો દોડ મુકી (કારણકે તેઓએ કાંઇ પેહલાંથી તેણીને પકડવાની કોશેષ કીધી ન હતી) અને પાછલથી તેઓમાંના ચાર પાંચે તેણીની પુઠ પણ લીધી—પણ ચીલીમાં આઇસોલા સાથે ઘોડો દોડાવવાની બરોબરી કરે એવો કોઇ શખસ નહતો, અને તેઓની નજરથી તેણી દેખાતી બંધ થઇ ત્યારે તેઓએ પોતાના હાથમાંથી શીકાર ગયો એવું અનુમાન કીધું.

ગુસ્સાથી વીકાલ થયલા ગોડેનાએ મોટી બરાડ મારી.

"જેહનમમાં ગઇ તે છોડી!" તેણે બુમ પાડી "મારો વિચાર એમ હતો કે તેણીના આશકને તેણીની નજર આગલજ

શીક્ષા કરવી, પણ કાંઇ ફિકર નહિં, વળી બીજી વખત. હાલ તો એના હાથપગ પેલી ખડક સાથે બાંધો-એવા બાંધો કે સ્હેજ હાલે નહિં."

માણસો તરતજ તાબે થયા, અને ગોડેના પીસ્તોલ સહિત ઘોડાપરથી ઉતરયો. નેડ તેની જગ્યાએ ઉભો રહયો અને તેની સામે બહાદુરીથી જોયા કીધું. જરાક આગલ વધીને તે નાસ્તીકે તેની સામે નેમ કીધી, અને એક પછી એક બે ત્રણવાર તેને પોતાની નેમ ખસાડી તેને પજવ્યા કીધો. પણ નેડ ધાસ્તીની સ્હેજ પણ નીસાની બતાવ્યા વના બ્હાદુરીથી ઉભો રહયો. આખરે એક બાર કીધો, અને તે કમનસીબ નેડના જમણાં ખભાનાં માંસવાલા ભાગમાંથી ગોલી આરપાર ચાલી ગઈ.

"એક!" બીજો બાર કરવાની તઇયારી કરતાં ગોડેનાએ કહ્યું "હવે તારૂં બીજું ખભું ભાજુંછું."

પાછો બીજો બાર કીધો અને બીજું ખભું ભાંગી નાંખ્યું.

"ઓ કાળા મો'ના નિચ કુત્રા!" નેડ બુમ પાડી "મારી તરફના જરાક પણ કાલાવાલાની આશા રાખતો હોય તો તું ભુલ કરે છે. ચલાવ જંગલી, તારૂં દુષ્ટ કરમ તું પુરૂં કર."

ગોડેનાએ રાક્ષસની પેઠે દાંત પીસીને પોતાના એકાદ માણસના હાથમાંથી બીજી બે પીસ્તોલ લીધી. હવે તેને જુવાન નેડનો હાથ ભાંજવાના ઈરાદાથી એક બંદુક ફોડી, પણ આ વખતે તે પોતાની નેમ ચુકયો.

ચોથી બંદુક ફુટી, અને નેડ સ્હેજ ચોંકયો, કારણકે તેનો ડાબો હાથ ભાંગી ગયો હતો. ગોડેના ઘણોજ ગુસ્શે થયો, કારણકે તે જુવાન બહાદુર નેડપર આટલો જુલમ કરવા છતાં તેની તરફથી કાલાવાલા યા સ્હેજ ચીચયારી વટીક સાંભલી નહિં. ફરી એકવાર સંભાલથી બંદુક ભરીને તે નેડની આગલ આવ્યો, અને તે બંદુકના મો' વડે તેના કપાલથી તે પગ સુધી અને અંતઃકરણનો સઘળો નાજુક ભાગ તપાસી જોયો, પણ નેડ જરા સું કે આં કીધી નહિં.

"ઓ બ્હીકન કુત્રા! શા માટે તું છેડો લાવતો નથી?" નેડ બુમ પાડી.

"અરે હુંજ તને મારી નાખીશ" એક પગલું પાછલ હઠી ગોડેનાએ જવાબ દીધો. "જોયું! આ પ્રમાણે **મેન્યુઅલ ગોડેના** પોતાનું વેર લેછે."

તે કમનસીબ **નેડના** અંતઃકરણની બરાબર સામેજ પીસ્તોલ રાખી, અને તેનો ઘોડો ખેંચવાની તઇઆરીમાંજ હતો. એટલામાં એક 'રાઇફલ' પાસેની બાજુએથી તેઓપર ફુટી, અને **મેન્યુલ** ગોડેનાનું અંતઃકરણ આરપાર વીંધ્યું, અને તે મુએલો જમીનપર પટકાઈ પડ્યો.

તેજ વખતે એક ટુંડીબંધ હથ્યારબંધો તે લુટારાઓ આસપાસ પોંહચી વલ્યા, અને સઘળાઓને પુરેપુરા કરી રહ્યા પછી **નેડ** જે ઘણું લોહી જવાના સબબથી 'ફેન્ટ' મારી ગયો હતો તેને ભાન આવ્યું અને ત્યારેજ તેને જાણ્યું કે તેને લીલી ઘાસ વાલી જગ્યામાં લઈ જવામાં આવ્યોછે અને **આઇસોલાના** ગુંટણપર તેનું માથું ટેકવ્યુંછે.

"કંઈ ફીકર ના રાખ" તેણીએ નરમાસથી કહ્યું "હું તને ચાહુંછું."

**નેડ વીલટન** વખત જતાં પોતાના જખમથી સાજો થયો, પણ બેસપરમાં હંકરાઈ જવા જેટલો જોરાવર થયો નો'હતો. ખરેખર પછી તેને ચીલી છોડયું નહિં, અને હમણા તે એક પૈસાદાર ખલાસી છે, અને **આઇસોલાજ** તેની ધણીઆણી થઇ છે.



# નસીબનો પાસો.



તે એક કકડતી ઠંડી રાત હતી—જો હું ભુલતો નહિં હોઉં તો તે ૧૮૭૯ના ડીસેમબરની નવમી તારીખ હતી.

**ડેન કારટર**, એક કરૂણામય પાર્ટ ભજવનાર, આજે રાત્રે રોયલ થીએટરમાં જવા નીકળવાની તૈયારીમાં હતો. ઘણોજ સરસ અને ચાલાક એકટર તે ગણાતો હતો. અસલથીજ તે ઘણો હોંશીયાર હતો, અને તેને એક સુંદર શરમાલ અને મલતાવડા સ્વભાવની સ્ત્રી હતી, કે જેણી સાથ તે એક સુખવાસી ઘરમાં, મજાહ મારતો હતો.

તે કંપનીના મેનેજર સાથે થીએટરમાં જતાં રસ્તામાં, એક રાત્રે તે બોલ્યો કેઃ—

"હું એક ખરેજ સુખીઓ માણસ છું—કેવો તંદુરસ્ત, કેવી સુંદર બાયડી, સુખવાસી ઘર! આહા, તમેજ વીચાર કરો કે મારી લુઈને દરરોજ એકલી મુકી આવવામાં કેટલો ભય છે, છતાં હું મારી નોકરીમાં હાજર રહુંછું તે જાણી આપ અજબ થશો."

તે ખરેખર પોતાના અંતરથી બોલયો, કારણકે ખચિત **ડેન** પોતાની બાયડીને ઘણાજ હેતથી ચાહતો હતો.

આપણી વારતાના ખુલાને ત્રણ વરસ અગાઉ **ડેન કારટર**ને આયર્લાંડની થીએટરમાં જતાં રસ્તામાં **મીસ લુઈ કેસ્ટલમેન** નામે એક શરાફની છોકરી મલી. પેહલેજ દેખાવે તેઓના મનમાં એકેએક વિષે પ્યાર થયો, અને પછી ફકત એજ અથવાડીયામાં તો તેણી સાથ તે પરણી ગયો. તેણીના માબાપ જેઓ ઘણાં તવંગર હતાં અને બીચારાં થોડુંકપરજ તાવની બીમારીથી સ્વર્ગે સીધાવ્યાં હતાં તેઓ તેણી માટે એક સુંદર ઘર ઉપ્રાંત બીજી દોલત રાખી ગયાં હતાં, કે જે સઘળાનાં આ નસીબદાર ધણી-ધણીઆણી ઇશ્વર ઇચ્છાથી માલેક થઇ આનંદમાં નીર્ગમન કરતાં હતાં.

એક રાત્રે, તેણીની આગ્ના લઈ જતાં જતાં તેને મશ્કરીમાં પુછયું:-"લુઈ, પ્યાર, કે કદાચ ઇશ્વર ઇચ્છાએ કાંઈ મારી ઉપર આવી પડે, તો પછી મારાં ઝીગર; તારી અને બાળકની કોણ સંભાળ લેવારૂ?"

"અરે જાઓ, જાઓ, ઈશ્વર તમને સહાય થાય,-તમને કાંઈ થાય પણ નહિ" તે કોમળ કાંન્તીની સુંદરીએ પોતાના ભરથારના

મો'પર માયાથી હાથ ફેરવી, એક બેમાલમ આંસુ ખેરવી કાંઈક ઠપકારૂપે કહ્યું. "ખબરદાર, એમ બોલ્યા તો! ઇશ્વર તમને સલામત રાખે. રાત્રે વેહેલા ઘેર આવજો" અને એમ કહી તેના કપાળપર તેણીએ એક કીસ લીધી.

તેણીએ ઠંડી અને બરફને લીધે તેના જવા બાદ તરત બારણાં બંધ કીધાં, અને જેને તે ઘણી ચાહતી હતી તેની સલામતી અને તેઓના સુખને માટે તેણીએ બલતણ આગળ ગુંટણીએ પડી એકચીત્તે ઈશ્વરની ભકતી કરી.

ડીસેમબર મહીનામાંજ- એટલે કે જે વર્ષની આપણે વાર્તા કરીએ છીએ ત્યારે તે મોહટાં શેહેરમાં મંદવાડ ઘણોજ ચાલતો હતો; અને લુઇ, કે જે બીચારી કાંઈ તેવી શરીરે જોરાવરથી હતી નહિં તેણીની તંદુરસ્તી કાંઈક બીગડવા લાગી. તેણી કાંઇ તે વિષે મોંહથી બોલતી નહિં, પણ તેણીના ગાલપરનો રતાસ ધીમે ધીમે ઝાંખો થતો ગયો, આંખોમાં પણ ખાડા પડયા, અને તેણી ઉજળી ફક્ક થતી ચાલી.

ડેન તેણીને ઘણી નારાજીથી છોડી તે રાત્રે પોતાનો પાર્ટ ભજવવા જતો હતો; એમ કરતાં તેને એકલી છોડી જવા હવે તો મુદ્દલ ગમયું નહિં. આજે રાત્રે તેને ખાસ જવાનુંજ હતું, પણ પછી એક આયાને તેણીની સંભાલ માટે મુકી, અને ડાકટર પાસે પણ તેણીની પાસેનું પાસે રેહેવાનું વચન મેલવી સઘળી ગોઠવણ કરી તે થીએટરમાં જવા ઉતાવળો થયો.

તે રાત્રે તેને પોતાનો પાર્ટ શરૂ કીધો અને સંતોષકારક રીતે ભજવ્યો પણ ખરો. પણ શું? તેનું સઘળું અંતઃકરણ, તેન સઘળા વિચાર બસ લુઇમાંજ હતાં.

જેવો પોતાનો પાર્ટ પુરો થયો કે, ભાગ્યે પોતાના મોંહપરનો ચીકણો રંગણી સાફ કીધો નહિં કીધો કે પોતાની પ્રીયા આગળ ઘેર ધસ્યો આવ્યો.

"કેમ, ડાકટર, શું તેણી સારી પેઠે નથી? લુઇ, બોલ તો કલેજા; તુને કાંઇ ફેર લાગેચ ખરો?"

તેણીએ કાંઇ જવાબ દીધો નહિં, પણ જેવો તેને તેણીને ઉઠાડવા માટે હાથનો ટેકો દીધો કે પોતાના નાજુક સફેદ હાથે તેને ગળે વળગી પડી.

તે ત્રીજી રાત હતી. ડાન કારટર પોતાની આજારી બાયડીના ચેહેરાપર વાંકો વળ્યો, અને તેણીના કપાળપર પોતાનો હાથ મુક્યો.

ધીમેથી તેણીએ પોતાની કાળી આંખ ઉઘાડી, જેમાં તેણીને આટલાં દુ:ખ અને ચીંતા છતાં તેને માટે એટલો પુર્ણ પ્રેમ દેખાતો હતો કે બલકે મોતબી જો આવ્યું હતે તો તેણી તેના તરફનું હેત-ચાહા વીસારી શકતે નહિ. સેહેજ મલકાવું તેણીના હોઠપર હતું; તેણી એટલો તો લાંબો વખત સુધી તેણીને ગળે વળગી રહી હતી કે કદાચ થીએટરમાં જવાને જો મોડું થાત તો ડેનને ગમે તે પ્રકારેબી તેનીના હાથ છોડવી જવું પડતે.

તે નરમ હાથોથી છુટો થઇ તેને શું નફો મેલવ્યો તે તો ઇશ્વર માત્ર જાણે છે!

તે થીએટર આગળ આવી લાગ્યો; દુખથી તેને બારણું ખોલ્યું અને ડ્રેસ રૂમમાં જઇ પોતાના પાટ્રે માટે તૈયાર થવા મંડયો.

સ્ટેજ મેનેજરે ધાડા અવાજથી પેહલાજ પ્રવેસ વખતે તેને બોલાવ્યો, અને કારટરે ઉંડા, સ્પષ્ટ નીસાસા સાથે સ્ટેજપર દેખાવ દીધો. તેને ધીમેથી પોતાનું બોલવું શરૂ કીધું. ધીમે ધીમે તેને મોટેથી બોલવા માંડયું. તેનો ચેહેરો તેજસ્વિ થયો, દીલગીરી દુર થઇ; બૈરી છોકરાં વીસર્યા, એક કલાક અગાઉનું દુ:ખ ભુલી ગયો, દુન્યાં પણ ભુલ્યો! તેના શ્રોતાજન સામે તે ડાન કારટર નહોતો, પણ એક જીવતાં દમ લેતાં બોલતાં પુતળાં માફક ઉભો હતો.

અરે, પણ જયારે તેને છેલ્લું બોલવું પુરૂં કીધું કે તેના બોલવાનો પ્રતિ શબ્દ થયો. પડદો પડયો, અને લોકોના વાહવાહના પોકારો સાથેજ તે એક કોચપર બેસી પડયો. તેને પોતાના હાથ વડે પોતાનું મોંહ ઢાંકયુ, અને પોતાનો મનોવિકાર અતીષે ઉભરા સાથે ખાલી કીધો.

તરતજ તેને કોઈએ હોસ્યાર કીધો અને કહ્યું:—

"કારટર, બહાર તમને કોઇ બોલાવે છે."

તે તરતજ ઉઠી ઊભો થયો--શું છે તે તે સમજી ગયો.

"શું છે! બોલ જલદી!" તેને ચાકરને અધિરતાથી પુછયું, "કેમ, બાઈ કેમ છે?"

નોકરે ધીમે સાદે દીલગીરીથી કહ્યું:—

"સાહેબ, મરવાની તૈયારીમાં છે."

"અરે!"

કારટરે પોતાને કપાળે હાથ કુટયા, લથડયાં ખાધાં, અને એક દેવાલ હટેલી બેઠો.

"જા—જા તેણીને—કેહ કે—હું આવુંચ!" તેને દુખથી ધીમે સાદે કહ્યું.

જેવો નોકર બારણા દઇ જલદીથી ગયો કે માથે હાથ મુકી તે એક ખુરસીપર બેસી પડયો.

"પ્રવેશ બીજો" સ્ટેજ મેનેજર બોલ્યો. "કારટર ક્યાં છે?"

તેને ઉંચુ જોયું, અને તે માણુસ સામે એક્કા ટગર જોઇ ધ્યાનસ્થપણે બોલ્યો:

"જા, તેણીને કેહ કે હું આવું છું."

તે સ્ટેજપર આવ્યો અને એક મીનીટ સુધી તેની સામે હાલ્યા ચાલ્યાં વના ઉભો રહી જોયા કીધું શું તે કારટર હતો? શું તે કારટરથઈ શકશે? તે દસ વર્ષ જેવડો દેખાતો હતો. તેની અંગસ્થિતિ પ્રમાણે જે ભાગ તે બજવતો હતો તેમાં તેનું બોલવું બરાબર નોહતું. શું તે પોતાનો પાઠ વીસરી ગયો હતો ?

એક સુત ભાજનાર તેની મદદ માટે પડદા આગળ છુપાઈ ઉભો. પણ કારટરે તેનું કાંઇ કેહવું સાંભળ્યું નહિ.

"એ શું થયું!" જોનારાઓએ આગળ અને પાછળથી પુછયું, કારણકે હાલ તેના વિચારો અને બોલવું બીલકુલ જુદાં હતાં.

"કારટર! એ શું થયું? યુ બેવકુફ! ગધેડા!"

આ છેલ્લા મેનેજરનો અપમાનભર્યો શબ્દ તેને સાંભળ્યો, તેનું આખું શરીર અગ્નિથી ભરાઈ ગયું. તે અસલના રોમન શમશેર-બાજો કરતાં પણ હીમ્મત અને મગરૂરીથી તેના મેનેજરપર ઘુ-રકતી આંખે ધસ્યો; તે એક બોલ પણ બોલ્યો નહિ. પણ તરતજ તેના તંતુઓ ઢીલા થયા, તેને પોતાનું માથું કુટયું, આમતેમ એકાગ્રહ દ્રષ્ટીએ જોયું, અને એક મોટી હાય સાથે જમીનપર બેભાન પડયો.

મેનેજરે અને આસીસ્ટંટે તેને ઉંચકયો અને ઉભો કીધો. જોનારાઓએ ઠઠ્ઠા મશ્કરી કરી તેની આવી ચાલ માટે તુચ્છકારયો અને તેની ખરાબ વર્તણુક સામે પોતાની નાખુશી દેખાડી.

કારટરે પોતાનો હાથ ઊંચો કરી કહ્યું કે:—

"હું—આ—આવુંછ-મારે ખાતર તેણીને થોભવા કહો"

તેઓ સ્ટેજપરથી અને નાટકશાળામાંથી તેને બેભાન હા-લતે લઇ ગયા. તે રાતે તો તે બેભાનજ પડયો રહયો કે જ્યારે લુઈ તો બીચારી ડેનનું નામ હોઠપર પોકારતાંજ શાંતપણે સ્વધામ પોંહચી.

દહાડાઓ અને અઠવાડીયાંઓ સુધી કારટર તેહ બીચારો જીંદગીથી રદ થયો. આખું લંડન શેહેર સઘળાં મોર્નીંગ પેપરોમાં કારટરનો દુખિત હેવાલ વાંચી દલગીર થયું. જોનારાઓએ તેની દીલગીરી વખતે નાટકશાળામાં જે તુચ્છકાર કરી તેને ધીકકાર્યો હતો તેઓ તે વખત પછીના એક કલાકમાંજ તેનો કાંઈક હેવાલ જાણી દીલગીરી અને પશ્ચાતાપમાં ગરકાવ થયા અને તેને અં-તઃકરણથી આશિષ દેવા લાગ્યા.

અથવાડયાંઓ પસાર થયાં, અને આપણો ડાન એકટર પાછો જોરાવર થયો. તેની બૈરીના મો'તની વાત તેને કેહવામાં આવી. તેને તે સાંભળી, અને હજી તે તેણીની ખોટ પુરેપુરી વીસરી શકયો નહીં.

તેને પોતાના નહાના બાળક માટે પુછયું અને તેની આગળ તેના બાળકને લાવવામાં આવ્યો ત્યારે તેને પોતાના પાસામાં ચાંપ્યો, અને પાછો પેટ ભરતું રડયો. થોડા દીવસ પછી, તેને પોતાના છોકરાને એક બાયડીની સંભાલમાં સોંપ્યો, અને તેને પોતાની સઘળી પુંજી આપીને, પોતાના દીલોજાન દોસ્તોને વ-ટીક મલ્યા વગર તે લન્ડન છોડી ગયો, અને પછી તેનો દુન્યાં-માંથી કેથો પત્તો લાગો નહિં.

* * * * * *

લગભગ પંદર વર્ષ પસાર થયાં હતાં. આસ્ટ્રેલીઆનાં નાના ગામડાંની એક નાહની નાટકશાળામાં એક રાત્રે પડદો ઉપડયો, અને સેંકડો જોનારાઓ કે જેમાં ઘણો ભાગ તો ખલાશીઓ અને ભરવાડોનોજ હતો તેઓએ ગેક્કી નજરે સ્ટેજપર જોયું.

ખેલ સારો હતો, અને એકટરો પણ સારા કેળવાયલા હતા. એક ઊંચો ખુબસુરત માણસ—કે જેના કરમમાં બેમાલમ કાંહાંણી લખેલી હતી, તે અગત કરીને આ ખેલ જોવામાં વિશેષ ધ્યાન આપતો હતો.

જેવો એક જુવાન તારાએ સ્ટેજપર દેખાવ દીધો કે વાહ-વાહના પોકારસાથેજ તેને જોનારાઓએ વધાવી લીધો.

જોનારાઓ, જેઓ એક પલપર ખેલ જોવામાંજ રોકાયા હતા તેઓ તે છોકરાને હવે વધારે ધ્યાનથી જોવા લાગ્યા. જેવો તે આતુર ચેહેરે વાંકો વળ્યો ત્યારે તેના ચેહેરાપરનો રંગજ નોહતો, જયારે પેલો સખસ પોતાની બેઠકપરથી અડધો ઉઠયો—ત્યારે તે જુવાન એકટરે તેનીજ સામે જોયા કીધું—જે વાકય તે બોલતો હતો તે એક પલ સુધી તેના હોઠપરજ રહ્યું, પછી તે બોલતો બંધ થયો. કારણકે એક પલ સુધી તેઓ એકેક સામે જોતાજ રહ્યા, પછી:—

"બાપ !"

"મારો દીકરો !"

તે મોટો માણસ પોતાની બેઠકપરથી કુદી પડયો. પંદર વર્ષ પછી એક એકનો અંચીતો મેલાપ !

"ડેન ! મારા દીકરા!"

કારટરે પોતાના દીકરાને પાસામાં લઇ પોતાની છાતી ખાલી કીધી.

"પપા! મેં તમને ઓલખ્યા !"

તે બુઢ્ઢા એક્ટરે પોતાના છોકરાને છુટો કીધો, અને કહ્યું:—

"મારા નાહના લુઇ—નકરો તેણીનોજ ચેહેરો, આબાદ તેજ આંખ!" અને એમ કહી પાછો ગલે વળગાડયો.

સઘળા જોનારાઓની આંખમાં પાણી આવ્યાં, આનંદ આનંદનો પોકાર આખી નાટકશાળામાં વ્યાપી રહયો.

જેને તે ચાહતો હતો તેની સાથ એકવાર આંખ મલવાથી, તેનો માનસીક ખવાસ અને ઉત્સાહ તેને હૈયે ચઢી આવ્યાં. કારટર જે જીવતો છતાં પંદર વર્ષ સુધી દુનીઆમાં મુએલા જેવોજ હતો, તે—પોતાના છોકરાને, તેની જીંદગી, તેના અહંકાર—કે જેને તેને એકવાર ચાહયા હતાં અને આજે તે સર્વે પાછાં આવી મલવાથી વીશેષ ચાહેછે તે સાથે પોતાની રાજધાનીની નાટકરૂપી રંગભૂમી પર આજે પાછો દેખાય છે.



